પડયા સિવાય યથાયોગ્ય રીતે ચોક્કસ અનૂમાન ગોઠવાયાં છે, અને તેને આધારે જ આપણે આપણા પ્રયત્નમાં યશસ્વી નિવડયા છીએ,"

## પ્રકરણ ૩૫ મું.

### ઉપસંહાર.

"અત્યંત આશ્ચર્યજનક!" મેં કહ્યુંઃ "તમારી કુશળતાનો જાહેર



રીતે સ્વીકાર થવો જ જોઈએ. આ કેસનો હેવાલ તમારે વર્તમાનપત્રમાં પ્રકટ કરાવવો જોઈએ. જો તમને શરમ આવતી હોય તો હું કરીશ."

"ડોકટર! તમારે જે કરવું હોય તે માટે મારા તરફથી પરવાનગી છે." **શેરલોક હોમ્સ** બોલ્યોઃ પણ જૂઓ આ." તેણે મારા તરફ એક વર્તમાનપત્ર ફેંકયું.

એ 'એકો (Echo)' નામના વર્તમાનપત્રની તે દિવસની નક્કલ હતી તેના એક પારિગ્રાફ ઉપર લાલ પેન્સીલ વડે **હોમ્સે** નિશાન કરેલું હતું. એ પારિગ્રાફ આ કેસને લગતો જ હતો.

તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

"મી. ઈનોક ડ્રેબર અને મી. **જોસફ સ્ટેન્ગરસનનું** ખૂન કરવાનો શક **હોપ** નામના એક માણસ ઉપર આવવાથી તેને પકડવામાં આવ્યો હતો. પરંતુ એકાએક તેનું મૃત્યુ થવાથી લોકોને એક રોચક અને હૃદયદ્રાવક કેસ ચાલતો જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો તે ગૂમાઈ ગયો છે. અમને સારી સત્તાથી ખબર મળેલા છે કે આ ખૂન એક જૂના અને ચમત્કારપૂર્ણ વૈમનસ્યને લીધે થયેલું છે. તેની અંદર એક સ્ત્રી અને મોરમન સંપ્રદાયના સંબંધની કેટલીક આશ્ચર્યકારક વિગતો સમાયેલી છે. પરંતુ અમે દિલગીર છીએ કે તેને લગ-

તી સંપૂર્ણ વિગતો જણાવવાને અત્યારે અમારી પાસે પૂરતાં સાધનો નથી. એવું જણાય છે કે જે બે ગૃહસ્થોનાં ખૂન થયાં છે તેઓ અગાઉ તેમતી યુવાવસ્થામાં ' લેટર ડે સેઇન્ટસ ' માંહેના અર્થાત્ મોરમન સંપ્રદાયના અનુયાયી હતા. તેમ જ હોપ પણ સોલ્ટલેઇક સીટી તરફથી આવેલો હતો. આ કેસની બીજી કાંઈ પણ અસર ન નિપજે, તો પણ તેમાંથી આપણા સરકારી ડિટેક્ટિવ પોલીસખાતાનું કૌશલ્ય અને ચતુરાઇ સાબિત થઈ ચૂકયાં છે અને પરદેશી લોકોને પણ ધડો મળ્યો છે. હવે તેઓ બ્રિટિશ ભૂમિ ઉપર પોતાનું વેર વાળવાની હિમ્મત નહિ ચલાવતાં પોતાનાં દુષ્કૃત્યોને પોતાના વતનની હદની અંદર જ શમાવવાનું આવસ્યક માનશે. એ તો એક જાહેર રીતે સિદ્ધ થઈ ચૂકેલું સત્ય છે કે આ ખૂનીની ત્વરાથી ધરપકડ કરવાનું તમામ માન સ્કોટલેન્ડ યાર્ડના પોલીસ ડિટેક્ટિવો મેસર્સ લીસ્ટ્રેડ અને ગ્રેગસનને જ ઘટે છે. એમ જણાવવામાં આવે છે કે તે માણસને મી. શેરલોક હોમ્સના દિવાનખાનામાં પરહેજ કરવામાં આવ્યો હતો. મી. હોમ્સને ડિટેક્ટિવ લાઈનનો શોખ છે અને તે પોતાના શોખને પૂરો કરવાને ખાનગી રીતે એ ધંધો ચલાવે છે. તેમાં તેણે પ્રસંગોપાત હૂશિયારી દાખવી છે, અને આપણે આશા રાખીશું કે મેસર્સ લીસ્ટ્રેડ અને ગ્રેગસન જેવા ગુરુઓની કનેથી તે ભવિષ્યમાં તેમના બુદ્ધિકૌશલ્યનો કેટલોક અંશ પ્રાપ્ત કરી શકશે. આપણે એવી આશા રાખીશું કે આ અમલદારોને તેમણે બજાવેલી અપ્રતિમ સેવાના યોગ્ય બદલા તરીકે એકાદી પદવિનું દાન કરવાનું સરકાર વાજબી વિચારશે."

"આપણે જયારે શરૂઆતમાં નીકળ્યા ત્યારે જ મેં તમને નહોતું કહ્યું ?" શેરલોક હોમ્સ સ્મિત કરતો બોલ્યો: "ચમત્કારિક ખૂનના રહસ્યનું આ પરિણામ—એ બે અમલદારોને પદવિદાન !"

"ચિંતા નહિ." મેં કહ્યું: "મારી નોંધપોથીમાં તમામ વિગતો મેં લખી રાખી છે. તે એક કથાનકના રૂપમાં જાહેર પ્રજા

સમક્ષ રજૂ કરતાં મને કોઇ પણ અટકાવી શકશે નહિ. સત્ય શું છે એ તે વખતે જણાશે. ત્યાં સુધી તો તમારે માટે તમને જે ફતેહ મળી છે એટલા વિચારથી સંતોષ માનવો એ જ એક માર્ગ છે !"

* * * * *

વાચકગણ ! તમારામાંના ઘણાને પણ શેરલોક હોમ્સના જેવી નિરાશા પ્રાપ્ત થઈ હશે, તમારા શ્રમનો યશ બીજા ખાટી ગયા હશે. પરંતુ એવા પ્રસંગોએ નિરાશ નહિ થતાં કવિ ભવભૂતિના સંતોષનું અવલોકન કરવું. કવિ ભવભૂતિને રાજ્યાશ્રય ન હતો, તો પણ કાંઇ તેના ગુણનો લોપ થયો નહિ. તે જ પ્રમાણે તમારા કાર્યની કદર આજે નહિ તો ભવિષ્યમાં યે થયા સિવાય નહિ જ રહે. કવિએ એક સ્થળે સત્ય જ કહ્યું છે કેઃ—

"ये नाम केचिन्नः प्रथयंत्यवज्ञां ।
जानन्तु ते किमपि तान्प्रति नैष यत्नः ॥
उत्पष्यतेऽस्ति मम कोपि समान धर्मा ।
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥"

